# ધુંધુલી અને ધૂંધકારી.

કર્તા

નંદલાલ હ[illegible]ભાઈ.

મુ.-કડી.

કીંમત ૦-૩-૦

ધી ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસ—અમદાવાદ.

પ્રત. ૧૦૦૦.

સંવત ૧૯૬૪. સને. ૧૯૦૮.

# પ્રસ્તાવના.

પુસ્તક લખવાં અને પ્રગટ કરવાં આ નિયમ વખતના વહેવાર સાથે પ્રસરવા લાગ્યો છે; પરંતુ તે પુસ્તકોમાં, વાર્તાઓ, નાટકો, અને એવીજ જાતનાં બીજાં પુસ્તકોની સંખ્યા વધુ જોવામાં આવે છે; જન સમાજને જેટલું સંસારી જ્ઞાન મળે તેટલું બલ્કે તેથી પણુ વધુ ધાર્મીક જ્ઞાન થવું જોઇએ-પરંતુ આ માર્ગ કોણુ જાણે ગુર્જર લેખકો શા કારણથી આદ્ય કરતા નથી તે કાંઇ સમજી શકાતું નથી મ્હારા ધારવા પ્રમાણે કદાચ ગુર્જરોને સાહીત્ય અને રસાલંકારના શોખીન ધારી તેમની વૃત્તીની તૃપ્તી કરવા તરફ લેખકોએ પોતાનું વલણુ રાખેલું હોવું જોઇએ; પરંતુ મ્હારા મત પ્રમાણે તે યોગ્ય નથી—દરેક લેખકોએ જે પુસ્તકો પ્રગટ કરવાં તેનો મોટો ભાગ ધાર્મીક ગ્રંથોનો રાખવો જોઇએ કારણુ કે લેખ રૂપી સડક ઉપર વાંચકના મનરૂપ ગાડીને જવાનું છે. એટલે સારા લેખથી મનને સારી અસર થાય તેમાં નવાઇ જેવું નથી. જો લેખક બન્ધુઓ તરફથી આવો માર્ગ આદ્ય થાય તો, વખતના બચાવ સાથે મ્હોટા ફાયદો થવા સંભવ છે, મ્હારા ઉપલા વિચારથી આમાં કેવો મત છે, તે મ્હારા વાંચક બન્ધુંઓ સમજી ચૂકશે.

કોઇક ધાર્મીક વિષય ઉપર લખી વાંચકોની સેવા બજાવવી એવી કેટલાક વખતથી મ્હારી આકાંક્ષા હતી—પ્રભુ, ઇચ્છાવાનની ઇચ્છા પુરી કરે છે. તે પ્રમાણે આજે હું મ્હારા વાચક બન્ધુના

કોમલ કરમાં આ લઘુ પુસ્તક મૂકવા ભાગ્યશાળી નીવડ્યો છું—પુસ્તકના પ્રારંભમાંજ ધુંધલી અને ધુંધકારીની ટુંકામાં હકીકત આપેલી છે. એટલે તે અત્રે ટાંકી સ્થલ રોકવું મ્હને અયોગ્ય લાગ્યું છે—પુસ્તકમાં જે ગાયનો મૂકવામાં આવ્યાં છે, તે હાલનું અસભ્યતા વાળાં [illegible] પણ [illegible] મનન કરવાથી મનેચ્છા સફળ થાય તેવાં છે—મ્હારી [illegible] માટે લખવું તે તદન ગેરવ્યાજબી છે અને તેથી પુસ્તકના સારા નરસાપણાનો આધાર મ્હારા ગુણી વાંચક બન્ધુઓ ઉપર મૂકું છું—

મ્હારો આ પ્રથમજ અને તે વળી ધાર્મિક પ્રયાસ છે, એટલે તેમાંની [illegible] અર્થ અશુદ્ધિ જણાય તો હંસ માફક તેને છોડી દેવા [illegible] સાર રૂપ સત્વ ગ્રહણ કરવા અરજ છે—

[illegible]
[illegible]
૧૯૬૬ [illegible]

[illegible]ભાઇ શાહ.

કડી—ગુજરાત

---

# ધૂંધુલી અને ધંધકારી નાટકનો

## ટુંક સાર.

ધારા નગરીનાં એક આત્મદેવ નામનો બ્રાહ્મણ રહેતો હતો તેને ધુંધુલી નામની એક સ્ત્રી હતી તે સ્ત્રીના પેટ કંઈ સંતતી નહોતી તે કારણથી આત્મદેવને પોતાની જીંદગીનો કંટાળો આવ્યો તેથી તે વનમાં તપ કરવા ગયો, ત્યાં રૂષીનો મેળાપ થયો, રૂષીએ બ્રાહ્મણને એક ફળ આપ્યું; અને તે સ્ત્રીને ખવરાવ્યાથી છોકરો થશે એમ કહ્યું ફળ લેઇને આત્મદેવ ઘેર આવ્યો, અને પોતાની સ્ત્રીને આપ્યું સ્ત્રીએ ફળ ન ખાતાં ગાયને ખવરાવ્યું; અને પોતાને ગર્ભ રહ્યો છે, એમ પોતાની સાહેલી સ્વેચ્છાના કહેવાથી કહ્યું. સ્વચ્છા આ વખતે ગર્ભવંતી હતી નવ માસ પુરા થતાં સ્વેચ્છાને છોકરો થયો. તે છોકરો પોતાના ધણીની રજા લેઈ ધુંધુલાને વેચાતી આપ્યો. ધુંધુલીએ પોતાના ધણીને કહ્યુ કે-**विना काष्टायाम् पुत्र प्राप्ति** આત્મદેવ આ જોઈ ખુશી થયો, પણ પોતાને દુધ નહિ આવતુ હોવાથી પતિની રજા લેઇ ધુંધુલીએ સ્વેચ્છાને ધાવ તરીકે રાખી. છોકરાનું નામ ધુંધકારી પાડયું તેવામાં આત્મદેવની ગાયને છોકરો ગાયના કાન જેવા કાનવાળો અવતર્યાની ખબર મળી, અને તેનું નામ ગોકર્ણ રાખવામાં આવ્યું આ વખતે આત્મદેવના હર્ષનો પાર રહ્યો નહિ. થોડો વખત વ્યતીત થતાં ધુંધકારી મ્હોટો થયો,

ને તે નીચની સોબતથી વ્યભીચારીને શીકારી થયો બ્રાહ્મણ, ધુંધકારીના ખરાબ આચરણથી દુઃખી થયો અને જ્ઞાન્ત ગોકર્ણના ઉપદેશથી વનમાં તપ કરવા ગયો ગોકર્ણ જાત્રાએ ગયો અને તેની મા ધુંધુલીએ, છોકરાના મારથી કંટાળી કુવામાં પડી આપધાત કર્યો. હવે ધુંધકારી સ્વતંત્રપણે વેસ્યાઓને ધન આપી ત્યાં રહેવા લાગ્યો, એક વખત સમય જોઈ વેસ્યાઓએ તેનો પૈસો કબજે કરી તેને મારી નાંખ્યો, એટલે તે ભુત થયો કેટલોક વખત વ્યતીત થયા પછી તેનો ભાઈ ગોકર્ણ જાત્રા કરી ઘેર આવ્યો આંગણામાં રાત્રે સુઇ રહ્યો આ વખતે પ્રેત ધુંધકારીએ પોતાના ડોળ દેખાડવા જુદા જુદા રૂપ ધારણ કર્યાં ગોકર્ણ આ વખતે ગભરાયો અને તેણે પુછયું. તું કોણ છે? આ વખતે પ્રેતે પોતાના બધો હેવાલ કહ્યો અને રોવા લાગ્યો. તથા પોતાના કરેલ નીચ કામનો પસ્તાવો કરવા લાગ્યો. ગોકર્ણે જ્ઞાનીઓની સલાહ લઇ ભાગવતની સપ્તા જન સમાજ વચ્ચે કરી, આથી ધુંધકારીનો મોક્ષ થયો. એટલુંજ નહિ પણ શ્રોતાઓનો અને ગોકર્ણનો પણ મોક્ષ થયો.





# ધુંવલી અને ધૂંધકારી

## નાટકનાં ગાયનો.

સર્વે પાત્રો— (૧)

જગ કર્તા સુમતી આપો સદા
કષ્ટ અમારાં કાપો તદા— ટેક.
ભરત ભુમીના આર્ય જનોની,
નીર્દયતાને કાપો સદા— જગ૦
વેચે નીજના બાળક સ્વાર્થે
એ ક્રુરતાને કાપો સદા— જગ૦
માયામાં મન રહ્યું છે વ્યાપી
ભકતીમાં મન સ્થાપો સદા— જગ૦
પરહીતને પર ઉપકારોમાં
ચીત જનોનાં વ્યાપો સદા— જગ૦
બે કર જોડી વીનવું પ્રભુ હું
જનના ઘટ ઘટ વ્યાપો સદા— જગ૦

આત્મદેવ— ( ૨ )

હે નગરી મુજ ધારા છે તનુજ તુજને તારા પ્યારા,
આંખે અશ્રુ ધારા, સાથે છે આ પ્રણામ હવે મારા.
દર્શન તારૂ પ્યારૂ, લાગે માત અરે ઓ જનની,
આવીસ પાછો અહીંયાં, ઇશ્વર આશા પુરે મુજ મનની.

આત્મદેવ— ( ૩ )

પ્રણામ છે પ્રણામ વહાલા ગામને પ્રણામ,
પ્રણામ વહાલી માત ધારા તુને છે પ્રણામ;
રહ્યો છું હુ ઘણા દીવસો સુખેથી તુજ પાસ,
દુખ પડવાથી નીકળુ આજે થઇને ઉદાસ
માત વિયોગે પડુ આજે હું તારો આ દાસ.
આવીસ પાછો માત અરે હું ઇશ્વર પુરે આસ,
સંતતીનું દુઃખ મારે નથી બીજું લવ લેસ,
એજ કારણે છોડુ આજે વહાલો મારો દેશ.

આત્મદેવ-- ( ૪ )

આ કેવું રમણીક વનરે (૨)
જોતાં જીવને આપે સાન્તી, ગતી ઇસની ગહનરે—આ૦
સીતળ સુખકર પવનની લેહેરો, આપે મન આનંદરે—આ૦
જાત જાતની વૃક્ષ ઘટા જોઇ, હરખે મારૂ મનરે—આ૦
વારી અમૃતના આ સરખાં, પીઉ મન ઉમંગરે—આ૦
સસલાં બગલાં કેવાં સોભે, ધન્ય વન આ દનરે—આ૦

સન્યાસી— ( ૫ )

હે વિપ્ર રડે સા માટે કહે તુ મુજને,
ચીંતા લાગી છે આવડી સી તુજને;
ઝટ કહે મુજને વાર કર ન આ ઠારે,
કાપી નાંખીસ હું ભલે હોય તે ભારે.

આત્મદેવ—હે રૂષીરાજ મહારાજ સરણ છું તમારી,
કહું છુ આપ કહેવાથી વીનંતી મારી;
મુજ પુર્વજો શીતોષ્ણ પાન કરે છે,
દેવતાઓ બ્રાહ્મણ નવ અનાદી ગ્રહે છે.
હું સંતાનના દુઃખથી મુઝાયેલું છું,
માટે ત્યાગ કરવા પ્રાણ તૈયાર થયો છું.

આત્મદેવ— ( ૬ )

ધીકાર છે સંતાન વીનાની જીંદગીને ધીકાર,
ધીક્કાર છે પ્રજા વીનાના ઘરને અતી ફીટકાર;
સંતાન વીનાના કુળને પણ ઘણો છે ફીટકાર,
હું જે ગાય પાળુ તે પણ વાંઝણી આઠાર,
જો નસીએ ઝાડ રોળુ રહે વાંઝીયું નીરધાર;
ફૂળ ફળાદીક ઘરમાં લાવું સુકાઇ જાય તે વાર,
ભાગ્યહીન સંતાનહીત જીવતરને ધીક્કાર;

સન્યાસી— ૭

પ્રજાની ઇચ્છા રૂપી અજ્ઞાન છોડી દેને,
કર્મગતી બળવાન છે મન વિવેક રાખીને;

સંસાર છોડી દે...........સબ જુઠી વાસના હે,
કર્મ માહે તપાસી જોતાં સપ્ત જન્મારામાં તારા.
લખ્યું નથી સુખ સંતાન કેરૂ ક્યાંથી લાવું પ્યારા,
ઇશ્વર ભજી લે...........સબ યોગી કેતે હે.

**આત્મદેવ—** ૮

વીવેકની વાત દાખી મારે શું કરવુંરે
પુત્ર આપો દુઃખ કાપો નહિતો છે મૂરપુંરે
સંતતી વીનાનો સસાર શુન્ય ભાસેરે
ઘરબાર સુનાં લાગે જાણે આવી ખાસેરે
સંતતીથી સુખીયો જગમાં ગણાયેરે

**સન્યાસી—**વીધીયે લખેલા જે લેખ લલાટેરે
તે વીરૂધ થઇને હું ફળ એક આપુંરે
પુત્ર કેરો લાવો સર્વ તુજને લેવરાવુંરે-

**સન્યાસી—** ૯

સાંભળ મારી વાંણી, આપુ છું ફળ આગ્રહ તારો જાણી,
સ્રી ખાસે પ્રેમ આણી નાહ તો થાશે સર્વ ધુળધાણી.

**આત્મદેવ—** ૧૦

તું સાંભળ પ્રીયા મારી લાવ્યો ફળ અતી સુખકારી
આ ફળને જો તું ખાસે, તેથી ચતુર પુત્ર થાશેરે
દુઃખ નાંખસે સર્વ વીદારી..............લાવ્યો૦
વચન રૂષિએ આપ્યું, તે લઇ શીરે મેં થાપ્યુંરે
લાભ થશે કહ્યું છે ભારી..............લાવ્યો૦

વળી આવતાં શીખ આપી, તે સ્ધર્મમાં મુજ સ્થાપીરે
કષ્ટ પડશે તુજને પ્યારી..........લા૦યો૦
એક જાતનું અન્ન ખાવું, બાર માસ કષ્ઠ સાવુંરે
દયા દાનમાં ચીત ઉતારી........લાગ્યો૦

ઢુંઘલી-- ૧૧

સૈયર શું દુઃખ દાખવું, ચીંતા થાય અપાર,
અરેરે ખુલાસો કયાં કરૂં, તરફડું નીરાધાર-ટેક૦
સ્વામી ગયાતા વન વિષે લાગ્યા છે ફળ એક
ગર્ભ રહે ખાવા થકી પણ દયા દાનની ટેક-સૈયર૦
પેટ વધે ગર્ભ રહ્યા થકી નવ અન્ન ખવાય
અન્ન ન ખવાય તો કામ ઘરનું કેમ થાય-સૈયર૦
અશક્તી આવે શરીરમાં ગામમાં પડે ધાડ
કેવી રીતે નાસી શકુ કોનો માનું હું પાડ-સૈયર૦
સુકની પેઠે પેટમાં ફરે આમથી તેમ જાય
કેવી રીતે બહાર કાઢવો ગર્ભ આડો જો થાય-સૈયર૦
સુકોમળ કાયા માયરી જણતાં કેમ જણાય
દારૂણ દુઃખ પડે તે સમે કદી મોત જો થાય-સૈયર૦
હું શકતી હીન ખાટલે થઈ પડુ જે વાર
મુડી સર્વે માયરી નણદ હરે તે વાર-સૈયર૦
સત્યતાના નીયમ પાળવા ને ઘણા કઠીન
સંતતી વહાલી જેહને ગણું તે ભાગ્યહીન-સૈયર

સ્વેચ્છા- ૧૨

ગર્ભ રહ્યો છે મહારા પેટે માસ એનો થયો છે,

અવતર્યા કેડે આપીશ તુજને કહે પેટ મારા રહ્યા છે.
ઢોંગ કર સાહેલી...........સીદ બની ગઇ ઘેલી,
સુખેથી તુ ઘરમાં રહેજે ઢોંગ ન જાણે તે રીતે.
હર્ષે હર્ષમાં કોઇને તું કહે જઇ નહિ પ્રીતે,
હો ધુંધલી... ... ... ...જો જાય નહિ ફુલી.

**ધુંધલી-** ૧૩

આ અમુલ્ય ફળ કોને જઇને ખવડાવું રે.
વિચાર મારો એવો થાય તેને હું છુપાવું રે,
છુપાવેથી ફળની પરીક્ષા નહિ પડશેરે.
ગાયને ખવરાવું તો તેને દીવસ ચડશેરે.

**સ્વેચ્છાનો વર—** ૧૪

સમજુ તું ઘણી શાણી, નથી મુજથી કંઇ અજાણી
ભરૂસો હતો તારો મુને હૈયે ઠેઠા ઠેઠ
કમાણી તે કીધી ખરી વેચ્યું જઇને પેટ.
કર્યું તે ઠીક અરે જાની. ......નથી.

**સ્વેછાવર--** ૧૫

જુઓ નર જાત નારી હીમતવાન કેવી કહીએ
ભરૂસો રાંડ ભાંમનીનો કદી નહિ લઇએ
કોના સંતાન કોની સંતતી કોના તે વળી બાળ
ઉદરમાં છાના છે પડયાં કદી થાયે જો કાળ
છેતરવા નાર જાતાં સાર કદી નહિ જોઇએ-ભરૂ૦
નારી નીશ કપટી નહિ ધારવી પાનીએ છે બુધ

મતલબ જો સરે પોતા તણી ગુમાવે સૌ સુધ
દશા નરની દુઃખી કરતાં ઘણી નારી નજરે જોઇએ-ભરૂ૦

આત્મદેવ (૧૬)

આનંદનો દીન છે આજ સુજ્ઞ ભાઇ આનંદનો દીન છે આજ
દીન દયાળુ પરમેશ્વરે આસ પુરી રાખી લાજ સુજ્ઞ૦
પુત્ર પ્રસવ મુજ રંકના ઘેરે આપ્યો જાણી દાજ ,,
સાકર આપું સોખે સ્વીકારો હે મુજ ભ્રાત સમાજ ,,
ગુણ પ્રભુ હું તારા શું ગાઉં, દયાળ દીન નીવાજ ,,
મેણું મારૂં ભાગી સદાનું વગડાવ્યા તેં આવાજ ,,

સ્વેચ્છા- ( ૧૭ )

પૈસો પેદા કર્યો પેટથી ઉદર પોષણ ત્યાં ચાલે
કહેશે સાહેલી તેટલું કરશે માગશે તેટલું આલે.
સુણો સ્વામીજી... ... ... ...હવે રજા આપોજી

સ્વેચ્છાનો વર--

વારે ઘડી વખાણ સાં કરવાં સાણી પ્રીયા તું મારી,
ગુણ તારાનો વીચાર કરતાં અકલ ગુમ થાય મારી;
છે મરજી મારી............પધારો સુખે પ્યારી.

આત્મદેવ— ( ૧૮ )

પ્રભુ તુજ ગતિ છે ન્યારી અહા પ્રભુ તુજ ગતી છે ન્યારી.
મુજ દીન ઉપર મહેર કરીને દશા અમારી સુધારી. અહા૦
આશા નહોતી એકજ પુત્રની દીધા બે સુખકારી. અહા૦
મુજ મેણું જે હતુ વાંઝીઆનું નાંખ્યું જગમાંહે ટાળી. અહા૦

ઉમંગ મુજને આપ્યો અનીસે થયો છું આપ આભારી. અહા૦
દયા નીધાને દયા કરીને; રાખી લજા હમારી. અહા૦
વીનંતી કરીને આજ હું મુકુ તમ ચરણે બુધી મારી. અહા૦

**સાહેલીઓ—** ( ૧૯ )

આજ આનંદનો દાન ભારી છે સૈયર અતી સુખકારી
ધુંધકારીનો જન્મ છે આજે, સૌ સફળ થયાં છે કાજે;
વાંઝીઆ મેણું ભાગીયુ-સખી જગમાં રહ્યું નામ.
હર્ષ સૌને અતી ઘણા-હે સાચા હરી શ્યામ.
સખી તોરણુ બંધાયી દ્વારે-લાજ રાખી શ્રી મોરારે
સુખી થઇ બેન હમારી-છે સૈયર અતી સુખકારીરે,

**ધુંધકારી—** ( ૨૦ )

ચાલ અરે બાંધવા રમવાને ચાલ—ચાલ
રમવાને ચાલ હાં રમવાને ચાલ.

**જલો**—કયાં ?

**ધુંધકારી**—અરે શીકાર કરવા.

**જલો**—ચાલો ભલા

**ધુંધકારી**—ગંમત પડશે અરે જલા—ચાલ૦

**જલો—** ( ૨૧ )

ધુંધકારી ધ્યાનમાં રાખે ઓલ્યો સકાર જોર દાખે.
નાહનો ફરે છે હાગળ હાગળ હાગો હાલ્યો જાય;
માટે હાલને ભાઇ હુંતાવળો કેડે આપણુ ધાય. ધું૦

**ધુંધકારી**—જઇ જઇને કયાં તે જાસે હવણાં રોકી પાડુ

કામઠી તૈયાર છે પાસે ભાલોડું જો હું કાઢું. ધ્રુ૦

**જલો**--ભાલોડાં તો પાસ હે મારી પણ હેમત નવ ચાલે
સકાર આજે હાથમાં નહિ આવે તેથી દલડુ હાલે-ધ્રુ.

**કુધકારી**-- ( ૨૨ )

અરે જલા વીચાર, જરીમજીસાર, મુક અહી શીકાર,
જરી સમર, સમર, જરી સમર સમર
નહિ તો કરીસ ઠાર. તારૂ ભવિષ્ય વિચાર, પ્રાણ જાશે
નીરધાર--જરી-
જરી અંતર ઉતાર, કહું ફરી ફરીવાર, મુકે દેને આને ઠાર
જરી સમર સમર જરી-

**જલો**-શું ? મને ડરાવે, તેથી શીકાર તારો આપે, એવી ખોટીઆસ
લાવે ધીક નષ્ટ નફ્ટ ધીક નફ્ટ નફ્ટ.
નહિ તારૂ જોર ફાવે ગમે તેમ સમજાવે, ખોટુ જોર સીદ જણાવે
-ધીક નફ્ટ--

**કુધલી**-- ( ૨૩ )

રડયો પાકયો આ કુળમાં અનાડીરે કેમ નાં રહ્યાં તેથી વાંઝીઆં
રોજ લાવે લડવાર ઘરમાં હો લઉ તારાં નામનાં હું છાઝીયાં-૨-
પાપ કરતાં ન રાખે પાર જંગલમાં તે જોઇ અમે ઘણાં દાઝીઆં
મારે માત પીતાને રોજ ઘરમાં રે માર ખાઈ હવે અમે થાકીયાં-૨

**આત્મદેવ**-- ( ૨૪ )

મન મારૂ આજ અતિશે મુઝાયે
જોઇ પુત્ર મારો ઉંડે દીલે લાયે

કરે કૃત ખરાબ નહિ સહન થાયે
કરે પાપ નહિ માપ રાખી ત્યાંયે
કરે સેવા અમારી નીત આવે ભારે
લઈ હાથમાં જેષ્ટીકાઓ મારે
હતાં વાંઝીયાં તેજ ઘણું સારૂ
ક્યાં મે કર્યો ઉપાય પુત્ર સારૂ
દુઃખનો પાર પડ્યું અપાર મુને આજે
જાણી દાસ હે દયાળ સહાય થાજે
જાણી દાસ ખાસ અર્જ આ સ્વીકારો
થયો છું શરણુ મારો કે ઉગારો

ગોકર્ણ- ૨૫

અરે શુણો માત પીતા એક છે વીનતી મારી
જરી નહિ ગભરાતા ભજો શ્રી નામ મોરારી
શું કરવા કલ્પાંત કરો છો હીમત શાને દુર ધરો છો;
શા માટે તમે દેહ દમો છો ભવીષ્યને કેમ ભુલી ભમોછો,
સંતતી સૌ જુઠી તારી..................અરે.

ગોકર્ણ- ૨૬

આજ રહી આપ હજુરમાં કર જોડીને કરૂ વીનતી,
નથી જગતમાં સારજ કંઇ ધરો યોગ જંગલમાં જઈ
રાત દીન ભજો ઇસને સહી જેથી શુધ થાયે તમ મતી
કોની સંતતી કોનું ધર કંઇ જગતમાં તાત ધારો નહિ
માયા જુઠી વળગી અહી સૌ રહેશે તે સ્વપ્ને જતી

**આત્મદેવ--** ૨૭

વધુરે વદુ હું શું મુખ થકી પ્યારા પુત્ર આ વારજી
નથીરે સુજતુ મુજને કંઇ, ગભરાણો આ ઠારજી—વધુ.
સત્યરે કહું પ્યારા તું કને થાય દીલ ઉચાટજી
સોરે ઉપાય ઠરૂં હું હવે બતાવ મારે માટજી--વધુ.

**ગોકર્ણ**-સત્ય કહું પ્યારા તાતજી વીનંતીની સાથજી
નમાવી શીસ તમ પાયમાં જોડી બને હાથજી-સત્ય.
સાર અસાર સંસાર છે, ખરે દીલ ઉતારજી
કોનો દીકરો કોનુ ધન કંઈ જોઇ મન વિચારજી-સત્ય.
સંસાર મોહ જેને કર્યો, બળે નીત્ય મનુષ્યજી
સુખ પડે નહિ તેહને, આપ આગે છે દ્રષ્યજી-સત્ય.
નથીરે સુખ કંઇ ઇદ્રને, ચક્ર વર્તીને જાણુજી
માનો સુખ છે એહમાં, રહે વિરક્ત પ્રમાણુજી-સત્ય.
મારો પુત્ર મારૂ સર્વ આ જાવા દોને અજ્ઞાનજી
મોહથી ગતી નર્ક થાય છે, દેહ પણ જસે જાણુજી-સત્ય.

**આત્મદેવ**-વનમાં જઇને શું કરૂં, કહે તેનો વિસ્તારજી,
બંધાયો કર્મ સંયોગથી, સ્નેહ પાસમાં સારજી. વધુ૰
માયા રૂપી અંધકારના, પડયો કુપ મોઝારજી,
પાંગળો સઠ હું છું ખરે, હે બાલ્ય દયા ભંડારજી. વધુ૰
વીનંતી સુણી આ તાતની, કર મારો ઉદ્ધારજી,
કુપમાંથી કાઢી આ સમે, જીવ મારો ઉગારજી. વધુ૰

**ગોકર્ણ**–હાડ માંસને લોહીથી ભરેલો છે આ દેહજી,
તેનું અભીમાન છોડીને, ભાગ્ય મન સંદેહજી. સત્ય૦
સ્ત્રી પુત્રાદીકની વિષે, મમમતા હોય જો તતજી;
ક્ષણ ભંગુર જક્ત જાણીને, વિચારો જોડુ હાથજી. સત્ય૦
વૈરાગ્યના નીત રાગમાં, બનો વહાલા રસીકજી;
ભકતી નીષ્ટાની સાથમાં, ધર્મ સેવન સોખજી. સત્ય૦
સંસાર ખટપટ છોડીને, કરો મહાત્માનો સાથજી;
વિષય વાન્છના દુર કરો, ફરી ફરી જોડુ હાથજી. સત્ય૦
બીજા ગુણો વિચારીને વાળો નીત મન સાનજી,
ભાગવત સેવા નીત્યે કરી કરો કથા રસ પાનજી. સત્ય૦

**ધુંધલી**— ( ૨૮ )

અરર એ પ્રભુ, દુઃખ તો પડયું ભવ કીયા તણું પાપ આ નડયું.
શોક કયાં જઇ ને હું ઉચરૂં અરેરે હું મરૂં રે મરૂં મરૂ;
સ્વામી તો ગયા પાપથી છુટી હું અભાગણી રહી વીખુટી,
કુપમાં પડુ કે જીભ કાતરૂં અરેરે હું મરૂ રે મરૂં મરૂં.
તુજ દયા વિના હું અનાથજી કર ગ્રહો તમે વિશ્વનાથજી,
દુઃખ પુત્રનું જોઇને બળું અરેરે હું મરૂં રે મરૂ નરૂં;
અરજ સુણી લે ઇસ હો જરી પુત્ર કષ્ટથી નહિ હું ઠરી.
પુત્ર મારથી નીત હું ડરૂં, અરેરે હું મરૂં રે મરૂં મરૂં

**ગોકર્ણ**— ( ૨૯ )

અનુભવીને એકલું સદા આનંદમાં રહેવું રે
ભજવા પરિબ્રહ્મને બીજું કંઇન કેવું રે. ભજનમાંથી

**આત્મદેવ—** ૩૦

વિકટ રાનમાં પ્રભુ હું આજ એકલો
દયા લાવી દાસ પરે દીલ ટેક લ્યો વિ૦
આસ ખાસ ધરી પ્રભુ મેં મદદ મોકલો વિ૦
ભુલી ફર ભાન ભવમાં હાથ ગ્રહીલો વિ૦

**ધુંધકારી—** ૩૧

સુણુ વધામણી પ્રીયા લાવ્યો, સૌ કાજ સફળ કરી આવ્યો
તાત મરી ગયો તો મારો, ભ્રાત ગયો યાત્રાએ બિચારોરે
માત મુવાની ખબર લાવ્યો..............................સૌ
માલ મતા સર્વે મળશું, સુખેથી ઘરમાં રહેશું રે
હું કેવો પ્યારી ડાહ્યો,..................................સૌ
પાંચ તમે છો મમપ્યારી, છઠો પતી હું તમારો નારીરે
આજે હર્ષ ઘણો પાયો,.................................સૌ

**ગોકર્ણ—** ૩૨

નમાવું શીસ હું મહેસ હે મુજ દેવા
હે મુજ દેવા કરૂં ચર્ણ શેવા.........................નમાવું
યાત્રા કરવા આજે કરૂં છું નીકળ્યો ગયાજી જાવા નમા૦
સાય રહેજે ઇસ સદાતું પીતૃ ઉદ્ધાર કરવા નમા૦

**પ્રેત થએલ ધુંધકારી—** ૩૩

દશા આ શી કરી મારી, અરે નીચ જાત તેં નારી
પ્રીતિ પાસમાં બાંધીને, લલચાવ્યો આલાલ

પાપ પ્રથમ ના જાણીયું, તો થયા એ હાલ
કરી મારી ખરી ખ્વારી..........................અરે
સગા સહોદરની મહી સંપન રાખ્યો લેશ
ઇજત આબરૂ છોડીને, સંગ કીધો હમેશ
ન જોયું કંઇ મેં વિચારી, અરે નીચ જાત તે નારી
માત તાતને મારીને, ખુશી થયો હું બહુ
વળી ભ્રાતના વિયોગથી હર્ષ પામતો હું
મીલકત માટ કરી ખ્વારી..........................અરે
ગયો જાન પૈસા થકી, વળી કરતાં વ્યભીચાર
ખવરાવ્યો ખુબ રાંડને, લાવી લાવીને અપાર
અરે ચોરી કરી ભારી..............................અરે
પાપ ગુન્હા કૃત બહુ કર્યાં પુછસે જબ જગદીશ
જવાબ ન દેવો રાંડને ઉલટુ કાપ્યું શીસ
થયો પેંદા પ્રેત, મોઝારી..........................અરે

કુંધકારી— ૩૪

કીસીસે નહિ દીલ લગાના ભલી
જબ તક જુવાની તબ તક હે જાની
હોત પીછેસે આના કાની
કુમળા જાનો પ્યારકી હેકલી......કી......મ......પ્રા

કુંધકારી— ૩૫

જીંદગી નકામી ગાળી કંઇ ન જોયું રે
કંઇ ન જોયું રે વિચારી કંઇ ન જોયું રે જીં૦

જુવાનીમાં દીવાનો બની સર્વ ખોયું રે જી૦
સેવવા જેવું નામ જગદીશ ન સેવ્યું રે જી૦
ખોટા કૃતમાં સદા મારૂ મન પ્રોયું રે જી૦
પાછળથી આ મુર્ખને, આવ્યું આવું ભાન
તરસ લાગતાં ખોદવા, કુપ જાએ નાદાન
મળે ક્યાંથી પાન કરવા પાણી ખોળ્યું રે જી૦

ગોકર્ણ ૩૬

કોણ છે કેમ ડોર કરે આવા, સું ધારે છે તું બીવરાવા
પ્રેત છે કે કોણ પીસાચ, રાક્ષસ કહે સાચે સાચ
કેમ રાત્રે અહી તું આવ્યો, સાથી આવી દશાને ફાવ્યો

પ્રેત— ૩૭

તમે થાઓ છો બન્ધુ મારા—હું ધુંધુકારી પ્યારા
કર્મ કરતાં માપન રાખ્યું, બ્રાહ્મણપણું નવ દાખ્યું રે
પાપના બાંધ્યા શીર ભારા....................છું
વેસાઓએ દુઃખ દઇને,વળી પૈસો કબજે લઇને રે
જીવ ન્યારો કીધો પ્યારા....................—છું
પ્રેત યોની પ્રાપ્ત થયો છું, વાયુ ભક્ષણથી હું રહ્યો છું રે,
ઉદ્ધાર કર ભાઇ મારા ... ... ... હું૦

બંને—ભાઇ ( ૩૮ )

પ્રેત--કર્મ તણી કથની શીરે કહું.
ગોકર્ણ— ... ... ...કર્મે લખ્યું તે થયું

પ્રેત—મારા ભાઇ પાપ કીધાં બહુ—
ગોકર્ણ— ... ... ... કર્મે લખ્યું તે થયું.
પ્રેત—બાળપણામાં બાપને મેં દુઃખ દીધુ સહુ.
માતને નીત મારતો આવી ઘરમાંજ હું—મારા૦
લાજ છોડીને કાજ કર્યાં મે, નહિ ડરતોજ હું,
ખોરી ખોરીને વાપરવામાં, ઉડાવ્યું મે સહું—મારા૦
ચોરી કીધી બહુ જોરીથી, કીધોવ્યભીચાર બહુ.
વડીલ ભ્રાત આપ આગે, વિષેષ શું રે કહું—મારા૦
આવે અશ્રુ સાંભળીને, કયાં મુજ કર્મે લખ્યું.
ઉદ્ધાર કર વહાલા વીરા, કરગરી કહું છું—મારા૦

ગોકર્ણ— (૩૯)

ઉદ્ધાર શી રીતે થાય બન્ધવ તુજ ઉદ્ધાર શી રીતે થાય.
ગયાજીમાં શ્રાધ કર્યું જઇ ફરી ફરીને ત્યાંય—બન્ધુ૦
મોક્ષનો મોટો રસ્તો એ છે. બીજો નહિ જણાય. „
શ્રાધ ત્યાં જઇને કરવાથી, મોક્ષ ઘણાનો થાય. „
નવાઈ જેવું લાગે આ મુજને, આતે શું કહેવાય. „
શું કરૂં તે બતાવ હવે તું, ન સુજે મુજને કાંય „

જ્ઞાની— ( ૪૦ )

સાંભળને હું કહુ છું ભાઇ આસ્થા રાખી જ્યારે,
ભાગવત કથા શ્રવણુ કરશે મોક્ષ થાશે ત્યારે.
રસ્તો એજ ખરો... ... અવર છોડી દીલ ધરો.
ગોકર્ણ—સાચુ આપનું શીરે સ્થાપ્યું, જઇ કથા તો માંડુ
માસ શ્રાવણુ આવ્યો પાસે, અવર આશા છાંડુ.
થયો આભારી... ... ...દીધુ કાર્ય સુધારી.

ગોકર્ણ— (૪૧)

લખુ પત્રીકાઓ આજે, જાણી ભ્રાતની હુ દાજે,
માંડુ કથા મહીમાય, તેડુ સગાં સર્વે આંય—લખુ૦
કથા તણો કહી સાર, પોચાડુ સ્વર્ગ મોઝાર—લખુ૦
થાય નવ નવીન વિચાર, આજ આનંદનો નહિ પાર—લખુ૦

ગોકર્ણ ૪૨

શરણાંગત છું પ્રભુ હું તારી,
ચરણે નમુ હું મોરારી—સરણાં૦
ભ્રાત અને હુ આવું તુજ પાસે,
ના નથી કંઇ ઇસ મારી—સરણાં૦
માત તાત પહેલીથી પ્રભુજી,
સરણે થયાં છે ઇશ તારી—,,
પણ ભાવથી ભકતી કરવા.
આવ્યા પાસે નીત મારી—,,
દાદ કરૂં છું તાત તારી પાસે.
એમને પણ લે તું તારી—,,
આટલી અરજી ઉરમાં સ્વીકારો.
નમી નમી કહું મોરારી—"



# કૃપા કરી એક વખત પુરૂ વાંચો.

## સંસાર સુધારક સરબત.

સ્ત્રી એ સંસાર સુખનું સાધન છે; અને સંસાર ચક્ર ચલાવવામાં પ્રધાન રૂપ છે દુનિયાની આબાદી સ્ત્રી ઉપર વિશેષ આધાર રાખે છે; એવી ઉપયોગી સ્ત્રી જાત છતાં આપણા દેશમાં સ્ત્રીઓ તરફ તદન બેદરકારીપણાથી વર્તવામાં આવે છે. એ ઘણું શોચનિય છે; એક મહાત્મા કહી ગયા છે કે " દેશ તારક; શુરવીર, અને વિર્યવાન નર પેદા થવાએ સ્ત્રીઓના બાંધા અને તંદુરસ્તી ઉપર આધાર રાખે છે. " આહા! સ્ત્રી જાત આવી મહત્વની ફરજો માટે નિત થએલી છે ત્યારે તેની પ્રત્યે બેદરકારીપણે વર્તવું તે તદન ગેર વ્યાજબી છે; સ્ત્રીઓ તંદુરસ્ત હશે તો તંદુરસ્ત પ્રજાનો જન્મ આપશે, અને એવી પ્રજા જન્મશે એટલે દેશોદ્ધાર આપોઆપ થશે? એવો કયો પુરૂષ હશે કે પોતાની પ્રજાને નિર્માલ્ય હાલતમાં જોઇ ખુશી થશે? નહિ; પોતાની અને દેશની ઉન્નતી નો ખરો આધાર જ્યારે સ્ત્રીઓની તંદુરસ્તી ઉપર ટકી રહેલો છે ત્યારે ગૃહસ્થો તમારી સ્ત્રીઓને તંદુરસ્ત; કઠણ બાંધાની; અને બળવાન પ્રજા ઉત્પન્ન કરે તેવી કરવાને કેમ આળશ કરો છો. ? ! સ્ત્રીઓનો મોટો ભાગ ગર્ભાષયના દરદોથી પીડાતી જોવામાં આવે છે. એતો દરેક કબુલ કરશેજ, અને ગર્ભાશયના દરદવાળી સ્ત્રી કદી ગર્ભ ધારણ કરી શ-

કતી નથી, અને કરે છે તો અધુરે માસે ગર્ભપાત થઈ જાય છે. અથવા જો જીવતું બાળક જન્મે છે તો અલ્પ આયુષ્યવાળું અને રોગીષ્ટ જન્મે છે. અમોએ ઘણાના મોંહડે સાંભળ્યું છે કે ફલાણા ની સ્ત્રીનો ગર્ભ છ માસે પડી ગયો. ફલાણાની સ્ત્રી ગર્ભપાત થતાં મરણ પામી અને ફલાણી સ્ત્રી તો વાંઝણીજ રહે છે; અમોએ આ બાબત લાંબી મુદત તપાસ કરતાં એમ સાબીત થયું છે કે સ્ત્રી કદાપી વંઝા હોતીજ નથી; પણ ઓછા વત્તા ગર્ભાશયના દરદોથી પીડાતી હોવાથી તેને ગર્ભ રહેતો નથી. આ આ બાબત અમોએ લાંબા વખત અનુભવ લઇને, સ્ત્રીઓના ગર્ભાશયના દરેક દરદો જલદી મટી જઈ; ગર્ભ ધારણ કરે એવું ગર્ભાશય થાય એવા **સંસાર સુધારક સરબતની** શોધ કરી છે; આ સરબત ગર્ભાશયને લગતાં દરેક દરદો હરણ કરી ગર્ભ ધારણ કરી શકે એવું ગર્ભાશય સશકત અને નિરોગી બનાવે છે, ફકત એકજ બાટલી વાપરતાં તેનો ફાયદો માલુમ પડશે, કિમત બાટલી મ્હોટીની કિ. રૂ ૨-૦-૦ તથા ન્હાનીની રૂ ૧-૪-૦ પોષ્ટેજ જુદું.

સુચના—આ દવાની સાથે ખાસ ગમત ગોળી વાપરવી જોઇએ.

---

## ગમ્મત ગોળી.

---

આ ગોળી અનિયમીત અટકાલને નિયમીત લાવે છે; અને પેસાબને લગતાં દરેક દરદોનો નાશ કરે છે; આ ગમત ગોળી **સંસાર સુધારક સરબતનો** ખાસ સહાયક છે. સંસાર સુધારક સરબત વાપરનારે વાપરવી જોઇએ કીંમત ડબી ૧ નો રૂ ૧-૦-૦

# ક્ષુધા સુધારક સરબત.

આ સરબતથી પેટનો અપચો, આંકડી, અને અજીર્ણ એનો એકદમ નાશ થાય છે, અને ભૂખ લગાડે છે; ગમે તેવા લાંબી મુદતના તાવથી આવેલી અશક્તિનો સત્વરે નાશ કરી શક્તી બક્ષે છે, બાટલી એકની કી. રૂ ૧—૦—૦

# પ્રવાસ પેટી.

મનુષ્ય ઉપર રોગ કયારે હુમલો કરશે એ નક્કી નથી; પણ એવાં કેટલાંક દરદો છે કે જે અણુધાર્યાં, અને ટુક વખતમાં માણુસને પોતાના પંઝામાં સપડાવી દેછે. આથી અમોએ આ પ્રવાસ પેટી બનાવી છે; તેમાં, પ્લેગની તાવની શુલની, ચુંકની, ઉલ્ટી, અતિસાર, ઇત્યાદી જરૂર પુરતી દવાઓનો સંગ્રહ કાધો છે જે દરેક મુસાફરને પોતાની મુસાફરોમાં ઉપયોગી થઇ પડે તેવી. અકસીર છે. પેટીની કી. રૂ ૫—૦—૦ પોષ્ટેજ જાદુ.

અમારી સઘળી દવાઓ એક વખત વાપરી ખાતરી કરવા ભલામણુ છે દવાઓનું પોષ્ટેજ અને પેકીંગ ખર્ચ જુદું.

ગામેગામ કમીશન એજન્ટો જોઇએ છે; કમીશન ભરપુર.

દવા જાણીતા વેપારીઓના ત્યાંથી મલી શકશે.

એન. ડી. શાહની કુંપની

મુ. કડી—ગુજરાત.

# અગાઉથી થએલા ગ્રાહકોનાં નામની યાદ.

| નકલ | કહી. |
|---|---|
| ૫૦ | રા. રા. પંડયા માણુકલાલ કેસવલાલ પાલી રંગપુરના મામલતદાર |
| ૪૦ | ,, ,, દેશાઇ ચીમનલાલ છોટાલાલ તજવીદાર |
| ૨૫ | ,, ,, મગનલાલભાઇ નાયબ ફોજદાર સા. |
| ૧૦ | ,, ,, અંબાલાલભાઇ બાપુભાઇ ટ્રાઉન ફોજદાર સા. |
| ૧૦ | ,, ,, પરીખ ચુનીલાલ ગગલદાસ |
| 10 | Usmanbhoy Rasulbhoy Lodhawala. |
| ૧૦ | ,, ,, કોઠારી સોમનાથ તરમખલાલભાઇ |
| ૮ | રા. કાસમજી મામદઅલી. |
| ૪ | રા. બલદેવ ગીરધરદાસ પરીખ |
| ૨ | પરી દલસુખરાંમ અમૃતલાલ |
| ૨ | રા. મગનલાલ જીવાભાઇ |
| ૧ | ,, આતમારામ દમોદર |
| ૧ | ,, ઇશ્વરલાલ ત્રીકમભાઇ |
| ૧ | ,, લાલજી જેસંકર |
| ૧૧ | મેસર્સ એસ જે શાહ એન્ડ કો૦ |
| ૧ | દેશાઇ ગોવીદલાલ તરમખભાઇ |
| ૧ | ,, લાલજી હરગોવનદાસ |
| ૧ | રા. ગોવીદલાલ ગીરધરલાલ |
| ૧ | ,, કાળીદાસ કેસવલાલ |
| ૧ | ,, માણુકલાલ લલુભાઇ |

૧ „ મુલચંદ શીવલાલ
૧ „ નંદલાલ મગનલાલ
૧ „ સંકરરાવ ગણેસ
૧ „ મગનલાલ ઓતમદાસ
૧ „ દમોદર ભગવાનદાસ
૧ „ જેઠાલાલ અમૃતલાલ
૧ „ મણીલાલ ગોવરધન
૧ કાસમજી માંમદઅલી વહોરા
૧ ઘાંચી નુરમહમદ મુસા
૧ કડીઆ મોહનલાલ છગનલાલ
૧ પટેલ આતમારાંમ દમોદર
૧ જાની દલસુખરાંમ જગન્નાથ
૨ માસ્તર જીવતરાંમ પ્રાણસંકર
૧ કોઠારી હરીલાલ મોહનલાલ
૧ ભઇલાલ ચુનીલાલ પરીખ
૫ રા. નારણલાલ છગનલાલ યાજ્ઞીક
૨ „ ભઇલાલ રણછોડભાઇ
૨ „ લાલજી જેઠારાંમ
૧ „ મગનલાલ કરસનજી
૧ „ ભોગીલાલ અમથાભાઇ
૧ „ પુરસોતમ મોહન
૫ „ પુરસોતમ ગુલાબદાસ
૧ „ વાડીલાલ સાંકળચંદ

૧ માસ્તર ઘેલાભાઈ કેસવલાલ
૧ સુકલ ગવરીશંકર નાથાલાલ
૧ સોની અમરતલાલ પીતાંબર
૧ રા. માણેકલાલ લલુભાઈ
૧ ,, પ્રાણુલાલ વૃજલાલ
૧ ,, ભગત પુંજા મુલચંદ
૧ ,, ભઇલાલ જગજીવન
૧ ,, વાસુદેવ અમૃતલાલ
૧ ,, મોતીલાલ ભગવાનદાસ
૧ ,, મંગલભાઇ ચકુભાઇ
૧ ,, વાડીલાલ છગનભાઇ
૧ ઘાંચી દરવેસ નુરભાઈ
૧ કારકુન ભઇલાલ ચુનીલાલ
૧ સેખ રસુલ હુસેન
૨ ઘાંચી મુસે ડોસાભાઈ
૨ બારોટ ભગવાન વાઘજી
૨ દવે મગનલાલ નારણુલાલ લુણુવા
૧ રા. હીરાલાલ બીડીવાલા
૧ ,, ચીમનલાલ કેસવલાલ
૧ ,, ભઇલાલ ગીરધરલાલ
૧ ,, જીવણુલાલ છગનલાલ જાની

## કલોલ.

૪ રા. રા. કોઠારી ભઇલાલ છોટાલાલ

૧ ,, ચીમનલાલ છોટાલાલ શેઠ
૧ ,, સાંકળચંદ ઉગીયાશંકર
૧ દેશાઇ ચીમનલાલ ગીરધર
૧ બારોટ અજુભાઇ ગોકલદાસ
૧ રા. શેઠ ભોગીલાલ જેસીંગભાઇ
૧ પંડયા કીરપારામ દલસુખરામ
૧ રા. દત્તાત્રય રામચંદ્ર
૫ ,, વકીલ ભગવાન લાલભાઇ માધવલાલભાઈ
૧ ,, શીવલાલ છગનલાલ
૧ ,, છોટાલાલ મગનલાલ
૧ બારોટ કહાનજી મેરૂભાઇ
૧ ગાંધી ભીખાભાઇ અમુલખદાસ
૧ રા. પ્રભાશંકર મગનલાલ
૨ ,, ચુનીલાલ શીવલાલ

## પેટલાદ.

૨૫ મા. મા. નગરશેઠ નારણભાઈ શીવલાલ

## કલ્યાણપુરા.

૫ મુખી થોભણભાઇ જેસીંગભાઈ

## સેરથા તા. કલોલ.

૧૦ પા. શીવાભાઇ પરભુદાસ મુખી
૧૦ પા. સાંકળદાસ ધરમદાસ
૫ મી. મથુરદાસ.

| | |
|---|---|
| ૫ | મી. જેલાભાઇ |

**સીતાપુર તા. વીરમગામ.**

| | |
|---|---|
| ૪ | સીજીભાઇ પુન્જાભાઇ |
| ૧ | રા. રાવલ રણછોડદાસ દયાશંકર |
| ૨ | મી. ઉસ્માનભાઈ મહમદભાઈ કડી સુન્નીબોરા મંગમેન એશો. ના સેક્રટરી |
| ૨ | મી. સમદભાઇ સદીકભાઇ પાનડીવાલા |

**પાટણ—( ગુજરાત )**

| | |
|---|---|
| ૨૫ | રા. રા. કેસવલાલ લાલજી ગામ કામદાર |
| ૧ | „ હરીલાલ છોટાલાલ |
| ૧ | „ નાનાલાલ તલાટી |
| ૨ | „ દેશાઇ છોટાલાલ તજવીજદાર |
| ૧ | „ માણેકલાલ ઈશ્વરદાસ |

---

આ નોવેલ દેખાવમાં શૃંગારરૂપ બનાવેલી છે. આમાં **વીર, પ્રેમ,** શૃંગાર, કરૂણા, **ભયાનક** આદિ રસોથી ભરપુર રાજ્ય પૂત્રક્ષત્રિય બાળોનું અદ્‌ભૂત ચરિત્ર છે. જે વાંચવા હસ્તમાં લીધા પછી પુરી થયા શિવાય નીચે મૂકવાનું મન થશે નહિ અને એકવાર વાંચી તો બીજીવાર ફરીથી વાંચવાનું મન થશે એવી રસમય ગુર્જર ભાષાથી આ નોવેલનાં પૃષ્ટો ભરેલાં છે. '**સ્વેચ્છા લગ્નથી તથા સ્વધર્મ પરાયણ પ્રતિથી**' કેટલાક ફાયદા છે એ આ નોવેલનો પ્રાધાન્ય વિષય છે. આટલું છે તો પણ આની કીંમત ઘણી જુજ છે. એટલે કીંમત ફક્ત રૂ ૦—૮—૦ આઠ આનાજ રાખી છે.

આ '**સૂર્યપુરની રાજબાળા**' નો બહોળો ફેલાવો થવા અર્થે, જાહેર લાયબ્રેરીઓને, સ્ત્રીઓને અને વિદ્યાર્થી બન્ધુઓને અડધી કીંમતે એટલે ફક્ત રૂ ૦—૪—૦ ચાર આનાની નજીવી કીંમતમાં આપવામાં આવશે. પોષ્ટનો રૂ ૦—૧—૦ જુદો પડશે. નીચેના શરનામે રોકડી કીંમત મોકલી તાકીદે મંગાવી લ્યો.

મુકામ કડી.  **જીજીભાઇ સૂરજમલજી ગોહિલ.**
ઉત્તર-ગુજરાત. **અને**
**કાસમભાઇ સુલેમાન-માસ્તર.**



ૐ

## એક પંથ ઓર દો કાજ.

# સ્વદેશી પ્રેમી ગ્રહસ્થો માટે ઉત્તમ તક.

હિંદુસ્તાનમાં બનતા માલનો પ્રચાર વધારવા તથા દેશી કારીગરીને ઉત્તેજન આપવાના હેતુથી કડીમાં વહોરા ચુનીલાલ નારણદાસ એન્ડ કો. એ નામથી દુકાન ઉઘાડવામાં આવી છે.

**આ કંપનીમાંથી નીચેનો દરેક માલ મળશે.**

| | | |
|---|---|---|
| ૧ કાગળ દરેક જાતના. | ૮ ખાંડ. | ૧૫ નેનકલાક. |
| ૨ મીણબતી. | ૯ બ્રાઉન પેપર. | ૧૬ ગંજીફરાક. |
| ૩ ટુવાલ. | ૧૦ ચેક. | ૧૭ મલમલ. |
| ૪ સેતરંજીઓ. | ૧૧ જીન. | ૧૮ જગનનાથી. |
| ૫ દવાઓ. | ૧૨ ટવીલ. | ૧૯ મોજાં. |
| ૬ બટણ. | ૧૩ ડબ. | ૨૦ ધોતી જોટા. |
| ૭ બ્લાટીંગ પેપર. | ૧૪ સાબુ. | ૨૧ દરેક જાતની સ્ટેશનરી |
| વીગેરે. | વીગેરે. | વીગેરે સામાન. |

સદર કંપનીના વેચાણના નીયમ નીચે પ્રમાણે છે.

એક રૂપીઆ ઉપરનો માલ રોકડેથી લેનારને દર રૂપીએ ત્રણ પાઇ ડીસકાઉન્ટ કાપી આપવામાં આવે છે.

દરેક ચીજ ઉપર યોગ્ય ભાવ છાપેલો રાખેલો છે.

બજાર ભાવથી માલમાં ભાવ ફેર સાબીત કરનારને નાણાં મજરે આપવામાં આવશે,

મુ. કડી. }
દેસાઇવાડો }

લી૦ સેવક.
વહોરા ચુનાલાલ નારણદાસ
એન્ડ કો૦